સાથે સાથે પોતાનું રક્ષણ કરવા જેટલાં પણ ડહાપણ કે હિંમત તેની પાસે ન મળે. ખિસકોલી હિંસામાં અસમર્થ પણ સ્વસંરક્ષણમાં સમર્થ એવું આદર્શ પ્રાણી છે એમ મેં માન્યું હતું. પણ એક કમબખ્ત ખિસકોલીએ પેલા ઈંડાની સાથે મારું કાવ્ય પણ તોડી નાખ્યું.

## ૮

ફરી પાછી પાનખર ઋતુ આવી. ઉડાઉ માણસના વૈભવની પેઠે ઝાડવાંનાં પાંદડાં ઝપાટાબંધ ખરી પડવા લાગ્યાં. કેદીઓ આંગણું વાળીવાળીને થાકી જતા. સવારે સુપરિન્ટેન્ડન્ટ આવે તે વખતે એક પણ પાંદડું જમીન પર ન જોઈએ. સુપરિ-ન્ટેન્ડન્ટનો વખત નક્કી ન હોય. કોઈ વાર સાત વાગ્યે આવે ને કોઈ વાર નવ વાગ્યા સુધીયે ન આવે. કોઈ વાર વળી હું માંદો એટલે મને જોવા બધું કામ કરી પરવારી બાર સાડાબાર વાગ્યે આવે! ત્યાં સુધી આંગણું સાફ રહેવું જોઈએ, પછી ભલે ગમે તે થાય. ઝાડ જેલનાં ખરાં, પણ એ કંઈ સુપરિન્ટેન્ડન્ટનો હુકમ માને? આખો દિવસ પાંદડાં વરસાવ્યાં જ કરે. અને પવન કશા પક્ષપાત વગર

આંગણામાં તે બધાં પાંદડાં સરખી રીતે વેરી દે. બિચારા કેદીઓને આંગણું ફરીફરીને વાળવું પડતું. જેલમાં 'તાર'ની ખાનગી વ્યવસ્થા ન હોત તો કેદીઓ મરી જ જાત. પણ બલિહારી 'તાર'ની! સવારની 'રોન'માં તપાસ કરવા સુપરિન્ટેન્ડન્ટ ઊપડે કે અરધી જ મિનિટમાં આખી જેલમાં 'તાર' દ્વારા ખબર પહોંચી જાય અને પછી કેદીઓ ઝપાટાબંધ આંગણાં સાફ કરી રાખે.

* * *

એક દિવસ એક પીળું પતંગિયું અમારા આંગણામાં આવ્યું. સાધારણ રીતે પીળાં પતંગિયાં મને બહુ ગમે છે એમ નથી, પણ જેલમાં તો એવાં પતંગિયાંનાં દર્શન પણ દોહ્યલાં. અને પતંગિયું પણ આખો દિવસ હવામાં તરતું હતું. અમારા આંગણામાં મેં વાવેલા કેટલાક ગલગોટાના છોડ ઉપરાંત એકે ફૂલઝાડ હતું નહિ, અને ગલગોટામાં પતંગિયાને કે ભમરાને આકર્ષક કશું ન મળે. છતાં પતંગિયું એક દિવસ મહેમાન કેમ રહ્યું એ સમજાયું નહિ. એની સરકારે કંઈ એને ૧૨૪ (અ) કે ૧૫૩મી કલમની રૂએ અહીં મોકલ્યું

નહિ હોય. આવા ગુનાઓ તો માનવીને જ કરવા પડે છે.

પાનખર ઋતુ જામતી ગઈ તેમ પક્ષીઓ પણ મૂંગાં થયાં. સવારસાંજના કલ્લોલ બંધ થતાં બહુ જ સૂનું સૂનું લાગતું. શહેરના રહેવાસીઓ કુદરતથી એટલા અળગા થયેલા હોય છે કે આજે કઈ ઋતુ ચાલે છે એનું પણ તેમને ભાન નથી હોતું. આજના આપણા કેળવાયેલા મૂછ વગરના કે મૂછ કઢાવેલા છોકરાઓને પૂછો કે કયા મહિનામાં કયાં ફૂલ ઊગે છે, જાંબુ કયા મહિનામાં થાય છે, ઇંદ્રધનુષ કયા કયા મહિનામાં દેખા દે છે, આકાશમાંથી કરા કયા મહિનામાં પડે છે? શહેરના છોકરાઓને એટલી જ ખબર હોય છે કે આઈસક્રીમની ઋતુ પછી છત્રી ઓઢવાની ઋતુ આવે છે અને ત્યાર પછી ગળે મફલર બાંધીને ફરવાની ઋતુ આવે છે! ગામડાના લોકોનું જીવન ઋતુઓ સાથે પૂરેપૂરું સંકળાયેલું હોય છે. ધાર્મિક તહેવારો ઋતુ અનુસાર ગોઠવેલા હોય છે. અને પક્ષીઓનું તો જીવન અને મરણ ઋતુઓની રાજી નારાજી પર નિર્ભર રહે છે. શિયાળો જામ્યો એટલે પક્ષીઓ ગુનેગારની પેઠે ચુપ થઈ ગયાં. હિંમતથી આમતેમ ફરે ખરાં, પણ વસમા દહાડા

આવ્યાનું ભાન હોય એમ તેમનાં છાતી અને માથાં પરથી જણાતું હતું.

*   *   *

હવે બે નવાં પ્રાણી અમારું રંજન કરવા આવવા લાગ્યાં. મોટાં મોટાં સારસનું એક જોડું રોજ સાંજે સૂર્યાસ્ત પછી બહુ મોડું સાબરમતીના પટ તરફથી રાણીપ કે કાળીની દિશામાં નિયમસર જતું. લાંબા લાંબા પગ ખેંચીને પેટની અડોઅડ રાખેલા અને વચમાં જ થોડી થોડી વારે 'ચકર્ર ચકર્ર' એવો શબ્દ કરતું આ જોડું દરિયામાં મોટું જહાજ જાય તેમ અમારા માથા પર થઈને પસાર થતું. કોક કોક વાર એમને એટલું અસૂર થતું કે તેમનો શબ્દ સંભળાય પણ આકાશમાં તેઓ દેખાય નહિ. મને લાગે છે 'ચકર્ર ચકર્ર' અવાજ ઉપરથી જ આપણા પૂર્વજોએ તેમનું નામ 'ચકર્રવાક્' રાખ્યું હશે અને પછી સંસ્કૃત લોકોએ તેનું 'ચક્રવાક' એ સંસ્કારી નામ કર્યું હશે. બહુ મોડું થાય એટલે તેમના અવાજમાં ગભરાટ જણાય, પણ બીજે દિવસે વહેલાં ઘેર જવાનો એમણે નિશ્ચય કર્યો હોય એમ લાગે નહિ. વાંદરાઓ રોજ રાત્રે

નિશ્ચય કરે છે કે આવતી કાલે સવારે ઊઠીને સૌ પહેલું ટાઢ સામે ઘર બાંધીશું ને પછી જ ખાવા વિચાર કરીશું. પણ વાંદરાઓએ હજી ઘર બાં નથી ને સારસો સવેળા ઘેર પહોંચ્યાં નથી. જેનો સ્વભાવ પડયો તે કંઈ તે છોડી શકે? ગીતાજી અમસ્થું નથી લખ્યું ‘प्रकृतिं यान्ति भूतानि। निग्रहः करिष्यति ?’

શામળભાઈ પાસેથી રોટલાના કકડા ખ ખાઈને કાગડાઓ સારી પેઠે માત્યા હતા. મને થ ચાલો કાગડાઓને જરા કસરત કરાવું. હું રોટલ કકડા આકાશમાં ખૂબ ઊંચે ઉછાળું. ધારણા એવી કાગડા ઊડીને આકાશમાં ને આકાશમાં કકડા અધ્ધર ઝીલી લે. પણ એ બાઘાઓ માથું ઊંચું કરીને ક ક્યાં ઊડે છે ને ક્યાં પડે છે તે ઠંડે પેટે જોઈ રે અને કકડો નીચે પડે એટલે એને માટે પડા કરતા. મેં શામળભાઈને કહ્યું, ‘તમારા ગુજરા કાગડા સાવ નાલાયક છે. અમારે ત્યાં નાનપણ હું ચેવડામાંથી કાજુ વીણીવીણીને આકાશ ઉડાડતો ત્યારે કાગડાઓ એકેએક અધ્ધર જ ઝી લેતા, પણ આ બાઘાઓ તો ડોળા ફાડીને જોઈ રહે છે!’ શામળભાઈમાં કાંઈ પ્રાંતીય અભિ

ઓછું હતું ? તેમણે કહ્યું, 'અમારે ત્યાંના કાગડા ઓછા જ ભૂખડીબારશ હોય છે ?'

પણ આ કાગડાઓને હું જે શીખવી ન શક્યો તે સમડીએ શીખવ્યું. પાંચપચાસ કાગડાઓ વચ્ચે રોટલાના કકડાના ફુવારા ઊડતા જોઈ એક સમડીએ લાગ સાધ્યો અને ઝડપ દઈને આવી અને એક મોટો કકડો લઈ ગઈ. કાગડા ચેતે તે પહેલાં તો બીજી સમડી આવી ને બીજો કકડો લઈ ગઈ! પોતાના નિત્યવૈરીની આ જીત જોઈને કાગડાઓ ખૂબ ચિડાયા. તેમનાથી આ અપમાન સહ્યું જાય એમ ન હતું. તેમણે એ નવીન કળા હસ્તગત કરવાની–બલ્કે, ચંચુગત કરવાની — પ્રતિજ્ઞા લીધી, અને કાર્થેજના લોકો સામે જેમ રોમન લોકો અને ઈરાનના લશ્કર સામે ગ્રીક લોકો નૌકાયુદ્ધમાં ફાવ્યા તેમ કાગડા પણ અંતે સમડી સામે આ કળામાં ફાવ્યા. કાગડા રોટલાના કકડા ઝીલતાં શીખ્યા, એટલું જ નહિ પણ સમડી સામે ચોકી પણ કરતાં શીખ્યા. કાગડાઓ તરફનું મારું ધ્યાન જોઈ શામળભાઈના મનમાં અદેખાઈ ઊપજી. પણ એમને કંઈ ઇલાજ સૂઝ્યો નહિ, એટલે મને કહ્યું, 'આજથી કાગડા તમારા ને ખિસકોલી મારી.' મેં કહ્યું, 'મારી ના નથી.' પણ ખિસકોલીનો અનુનય કરવાની કળા

એમની પાસે ક્યાં હતી ? એમની કળા તો કાગડ
સુધી જ પહોંચે એમ હતી.

* * *

પણ સત્યસંકલ્પનો ફળદાતા ભગવાન બેઠો જ
છે. એક દિવસ શામળભાઈ ખિસકોલીનું એ
નાનકડું બચ્ચું કેદીની ટોપીમાં મારી પાસે લ
આવ્યા અને કહેવા લાગ્યા, 'એક કાગડો આને લ
જતો હતો. અમે બે જણાએ ચાલાકી કરી એ
બચાવ્યું છે. હવે એનું શું કરીએ ?' મને કૉલેજન
દિવસો યાદ આવ્યા. એક ચીંથરાની દિવેટ બનાવ
દૂધમાં બોળી એ બચ્ચાને ચૂસવાને આપી. પણ
એ ગભરાયેલું બચ્ચું કેમે કર્યું દૂધ ચૂસે જ નહિ
રોટલો આપ્યો, ખીચડી આપી, ભાત આપ્યો. પણ
પેલું બચ્ચું તો એમાંથી કશાને અડે જ નહિ
આખરે મારા નાહવાના ડબામાં એક લૂગડું પાથર
તેમાં એને બેસાડી દીધું અને અમે સૂઈ ગયા
બીજે દિવસે તો એણે ચીસો પાડી પાડીને આખ
વાતાવરણ કરુણ કરી મૂક્યું. શામળભાઈ બિચાર
વ્યાકુળ થઈ ગયા. બચ્ચાનું શું કરવું એ કોઈને
સૂઝે નહિ. દરેક જણ આવીને બચ્ચાને હાથમાં લે
બિચારું બચ્ચું જાન બચાવવા ખાતર હાથમાંથી કૂદ

પડે, થાકી જાય, પેશાબ કરે, . ને ફરી દોડે. એક વખત તો ઠાકોર સાહેબના ઓરડામાં બળતણ પડયું હતું તેમાં જઈને ભરાઈ બેઠું. મુશ્કેલીથી અમે તેને બહાર કાઢયું. કાગડા અને બિલાડી બંનેના મોંથી તેનું રક્ષણ કરવું એ સહેલી વાત નહોતી. બીજો દિવસ પણ પૂરો થવા આવ્યો. બે દિવસ થયાં બિચારાને કડાકા હતા. ભૂખે મરતું એને તે કેમ બચાવાય અને કાગડાબિલાડાના મોંથી પણ એને કેમ બચાવાય એ અમને બેવડી ચિંતા થઈ પડી હતી. અંતે બપોરના ચાર વાગ્યે મેં જોયું કે એક ખિસકોલી ઝાડે ઝાડે ને ઓરડીએ ઓરડીએ વ્યાકુળ થઈને ફરે છે; એ જ આ બચ્ચાની મા હોવી જોઈએ. જે ઓરડીમાં મેં ડબો રાખ્યો હતો એ ઓરડી તરફ તે જાય એટલા માટે મેં એને એક બે ઠેકાણેથી હાંકી. કઈ ભાષામાં હું એને સમજાવું કે તારું બચ્ચું મારી ઓરડીમાં છે ને એની સલામતી ખાતર જ એને અંદર રાખ્યું છે? બિચારી માને થયું હશે કે દુખિયારી હું બચ્ચાની શોધમાં રખડું છું ત્યાં આ જમદૂત મારી કેડે પડ્યો છે, જંપવા પણ નથી દેતો. આખરે ઠાકોર સાહેબ, શામળભાઈ, એક બે પોલીસો, ઠાકોર સાહેબનો કેદી રસોઈયો અને હું સૌએ મળીને એક કાઉન્સિલ બેસાડી અને

હામ ભીડીને એક યોજના ઘડી કાઢી. ક્રિકેટની રમતમાં જેમ ઠેકઠેકાણે ક્ષેત્રપાલો ઊભા રહે છે તેમ બધા દૂરદૂર ઊભા રહ્યા. મેં બચ્ચાવાળો ડબો ઓરડીમાંથી બહાર આણ્યો અને જે ઝાડ ઉપર પેલી મા ખિસકોલી ફરતી હતી તેની નીચે આડો મૂકી દીધો. બે ત્રણ કાગડાઓએ આ જોયું. પછી કંઈ એ મહાશયો ત્યાંથી ખસે ? લોભી આંખે તેઓ એકીટશે જોવા લાગ્યા. પણ અમારા ક્ષેત્રપાલો પૂરેપૂરા સાવધાન હતા. બચ્ચું ડબામાંથી બહાર નીકળ્યું અને એણે કિલ કિલ કિલ કિલ કરી કારમી ચીસ પાડી. મારું ધ્યાન મા ખિલકોલી તરફ હતું. તે વખતની એની મુદ્રા જોવા જેવી હતી. એનો જીવ કાન અને આંખમાં આવી રહ્યો હતો. બચ્ચાનું દર્શન થયું એટલે બાકીની બધી સૃષ્ટિ એને માટે શૂન્ય થઈ ગઈ. ખિસકોલીની દોટથી એ ઉપરથી દોડતી નીચે આવી. સ્ટેશન નજીક આવતાં રેલગાડી જેમ સિસોટી વગાડે તેમ અવાજ કરતી એ આવી. બચ્ચું પણ મા તરફ દોડ્યું. બંનેનો ભેટો થયો. તરત જ મા ચોમેર નજર નાંખવા લાગી, અમારે એ માને બીક ન લાગે એટલે દૂર, પણ કાગડા ફાવી ન શકે એટલે નજીક, ઊભા રહેવું જરૂરી હતું.

હવે એક ભારે દૃશ્ય જોવાનું મળ્યું. માને થતું હતું કે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર આ બચ્ચાને માળામાં લઈ જાઉં તો જગ જીતી. બચ્ચાને એનો ખ્યાલ ક્યાંથી આવે ? તે તો બે દિવસનું ભૂખ્યું હતું. માને જોઈ કે તરત જ તેને ધાવવાને દોડ્યું. મા એને મોઢામાં પકડીને ઊંચકવા જાય અને બચ્ચું તેમાંથી છટકી ધાવવા જાય ! મિનિટ દોઢ મિનિટ સુધી આ છોડવળગ ચાલી. આખરે બચ્ચાનો વિજય થયો. માએ જોઈ લીધું કે બચ્ચું સમજે એમ નથી; એટલે જીવને જોખમે તે ત્યાં જ થોભી ગઈ. બચ્ચાને ધાવવા દીધું. ભૂખ્યા સિપાઈઓ રણાંગણ પર શિરને સાટે પણ ભોજન કરે છે એના જેવો આ પ્રસંગ હતો. બચ્ચાની ભૂખ જરા ભાગી એટલે માએ દૃઢતાથી બચ્ચાને એના પેટની ચામડી વતી ઝાલ્યું. બચ્ચાએ તરત જ પોતાના ચારે પગ અને પૂંછડી માને ગળે વીંટાળી દીધાં. માના ગળાની આસપાસ આ એના હૃદયનું ધન અમૂલ્ય હારની પેઠે વીંટળાઈ રહ્યું. તેને સાચવી માથું ઊંચું કરીને મા આંગણું વટાવી ઓટલા પર આવી. અમે કૂંડાળું નાનું કર્યું. ઓટલાની કોર આગળ જ્યાં દીવાલનો ખૂણો બહાર આવ્યો હતો તેની ધાર ઉપરથી ખિસકોલી ટગુમગુ

કરતી ચડવા લાગી. શી એની સંભાળ ! શી એની એકાગ્રતા ! ઉપર લગભગ છાજ સુધી પહોંચી ગઈ. ત્યાંથી કૂદકો મારીને જ લાકડાના પેડિયા સુધી પહોંચાય એમ હતું. કૂદકો મારશે કે નહિ ? કૂદકો મારવાની હિંમત કરી મા આખા શરીરનો સંકોચ કરે, પણ કૂદતા પહેલાં જ હિંમત હારી જાય ! નિરાશ થઈ નિસાસો મૂકે. ફરી બીજી રીતે પ્રયત્ન કરે. દસેક વાર તો જમણી બાજુથી ડાબી બાજુ ને ડાબી બાજુથી જમણી બાજુ ગઈ હશે. ઉપરથી પડી જાય તો બચ્ચું જીવતું ન રહે. જેટલા જેટલા નિષ્ફળ પ્રયત્ન થાય તેટલી શક્તિ ઓછી થાય અને પ્રયત્ન સફળ થવાની આશા પણ ઓછી થાય. બિચારીએ એક વાર હતાશ થઈને ચીસ પાડી. કયો ભક્ત આથી વધારે વ્યાકુળ પ્રાર્થના કરી શકે ? અમે આટલા જણ આસપાસ ઊભા હતા. પણ એની શી સેવા કરીએ ? માણસજાતે આજ સુધીમાં ક્યાં ખિસકોલીનો વિશ્વાસ સંપાદન કર્યો છે કે આજે એ તેમને પાસે આવવા દે ? મને એક વિચાર સૂઝ્યો. દોડતો જઈને હું મારો ખેસ લઈ આવ્યો. બે છેડા મારા હાથમાં ને બે શામળભાઈના હાથમાં એમ કરી જમીનથી એક બે હાથ ઊંચે અમે ખેસ પહોળો કરી પકડી રાખ્યો. ઉદ્દેશ એ

કે ખિસકોલી કે એનું બચ્ચું પડે તો તેમનો છૂંદો ન થઈ જાય. આખરે ઈશ્વરે ખિસકોલીની ધા સાંભળી. એના શરીરમાં અસાધારણ બળ આવ્યું. સાસ રોકી એણે વિશ્વાસપૂર્વક એક કૂદકો માર્યો અને એક પળમાં તે મુકામે પહોંચી ગઈ! બે છાપરાની સાંધમાં મોભનાં નળિયાં નીચે ખિસકોલીનું નિવાસસ્થાન હતું. તે રાત્રે મા અને બચ્ચાએ કેવી મીઠી ઊંઘ લીધી હશે! સાચે જ માને થયું હશે કે જગ જીતી! ત્યાર પછી કેટલાયે દિવસ એ માને અને એ બચ્ચાને અમે જોતા અને ઓળખતા.

* * *

થોડા જ દિવસમાં ઇન્સ્પેક્ટર જનરલ આવવાનો હતો. એટલે એના આવવાની તૈયારીઓ ચાલી. મકાનો ધોળાયાં, ચૂનાસિમેંટનું કામ કરવા જેવું હતું તે થયું, છાપરાં ચળાયાં, અને થાંભલાઓ તેલપાણીમાં નાહ્યા. કેદીઓની કવાયત કઈ રીતે ચાલતી વગેરે વિગતો રમૂજી છે ખરી, પણ તે આ પ્રકરણના ઉદ્દેશ બહારની વાત છે. પણ એ અરસામાં રાત આખી અમને દીવાનું દર્શન થતું હતું એ વાત લખ્યા વગર નહિ ચાલે. અમે રહેતા

હતા ત્યાંથી પુષ્કળ દૂર જેલનો મુખ્ય દરવાજો આવેલો છે. આ દરવાજા પર ઉપલે માળે સુપરિન્ટેન્ડન્ટની ઑફિસ છે. અમારી પરસાળમાંથી આ ઑફિસ બરાબર દેખાતી. ૩૫–૪૦ રૂપિયામાં મહિનો આખો વૈતરું કરી રાજીરાજી રહેનાર જેલનો કારકુન સામાન્ય રીતે રાતના દસ વાગ્યા સુધી આ ઑફિસમાં બેસી કામ કરે છે. મને લાગે છે એનો હેડકલાર્ક પણ તેટલું જ બેસે છે. પણ હવે તો ઇન્સ્પેકટર જનરલ આવવાનો. એટલે ઑફિસનો દીવો રાતના બે વાગ્યા સુધી બળ્યાં કરતો હોય. કોક કોક વાર તો પરોઢિયાના ચાર સુધી કામ ચાલે ! ઑફિસની ઓરડી આટલી દૂર અને આટલી ઊંચી, છતાં ત્યાંથી અમારા ઓટલા સુધી સ્વચ્છ પ્રકાશ આવતો. ચોપડી વંચાય એટલો તો નહિ, પણ જરાતરા દેખી શકાય એટલો ખરો. જેલમાં રાતે આટલું અજવાળું મળે એ કંઈ નાનીસૂની સગવડ ન કહેવાય. એટલે અમે એક તરફ ઉજાસ મળ્યાનો આનન્દ અનુભવતા, અને બીજી તરફ આઠે પહોર વૈતરું કરનાર, દિવસરાત ઉપરીના ઠપકાના ભય હેઠળ જીવનાર, અબળા કરતાં પણ વધારે પરાધીન એવા પેલા કારકુનોની દયા ખાતા.

* * *

કાળને મૃત્યુના ઘાનું ઓસડ કહી કોઈ લોકકવિએ 'દંન ગણુંતાં માસ થયા વરસે આંતરિયાં'-વાળો દુહો કહ્યો છે. પણ જેલવાસ તો મુદત-બંધી સામાજિક મૃત્યુ છે એટલે ત્યાંનો ક્રમ 'માસ ગણુંતાં દંન રહ્યા' એવો ઊલટો હોય છે. આમ હવે વિદાયનો દિવસ પાસે આવવા લાગ્યો. સો દિવસના પચાસ રહ્યા. પચાસના પચીસ થયા. પછી તો આઠ જ દિવસ રહ્યા. શામળભાઈની ધીરજ ખૂટી. તેમણે દિવસની ગણતરી છોડી દીધી અને કલાકો ગણવા લાગ્યાઃ હવે સવાસો કલાક રહ્યા, હવે પોણોસો રહ્યા. આંગણામાં ઊછરતા આંબાની ને જાંબુડાના વિરહની કલ્પના મનમાં આવવા લાગી. જાંબુડાને જીવાત લાગી હતી. જીવાત ઝાડનાં પાંદડાં ખાઈ ખાઈ તેનો જીવ લેવા મથતી હતી. ખવાયેલાં પાંદડાં મેં જતનપૂર્વક કાઢી નાખ્યાં હતાં. સહેજસાજ બગડેલાં પાંદડાં અને ઝાડનું થડ રોજ આયોડિનના પાણીથી હું ધોતો. આમ કરીકરીને જાંબુડાને મેં બચાવ્યો હતો. પછી એને નવાં પાંદડાં ફૂટ્યાં હતાં અને એવો તો પ્રસન્ન દેખાતો હતો કે જાણે વસન્તની વનશ્રી. આંબો પણ આવી જ રીતે બચાવેલો હતો. ઠાકોર સાહેબના રસોઇયાએ આંબાને રાખ અને

એઠવાડનું એટલું બધું ખાતર આપ્યું હતું કે બિચારો લગભગ ગૂંગળાઈ ગયો હતો. એને પણ સરસ ક્યારો બનાવી સુખી કર્યો હતો. મારા ગયા પછી આ બંનેનું શું થશે એ ખ્યાલ મનમાં આવ્યા વિના કેમ રહે? ગલગોટાનું ઝાડ તો ક્યારનું સુકાઈ ગયું હતું. એની આશા છૂટી ગયા પછી એના ગોટા તોડી તોડીને હું છડીઓ બનાવતો. જેલના રૂક્ષ વાતાવરણમાં ગલગોટાની છડી પણ મજાની લાગતી.

આખરે ફેબ્રુઆરીની પહેલી તારીખ ઊગી. સવારે ચાર વાગ્યે ઊઠી મેં નાહી લીધું. જેલના ભ્રષ્ટ ખોરાકની અસર ધોઈ કાઢવા સારુ આગલે દિવસે મેં ઉપવાસ કર્યો હતો. નાહીને શરીર સ્વચ્છ કર્યું. મારો લગભગ બધો સામાન આગલે દિવસે મેં ઘેર મોકલી દીધો હતો. એટલે તૈયારી કરવાપણું કંઈ હતું જ નહિ. આંબાને તેમ જ જાંબુડાને છેલવેલું પાણી પાયું. હીરાને મળવાનું મન હતું, પણ આટલી વહેલી તે ક્યાંથી આવેલી હોય? જેલની ચારે દીવાલથી ઘેરાયેલા આકાશમાં તારાઓનું છેલ્લું દર્શન કરી લીધું. એટલામાં ઠાકોર સાહેબ ઊઠ્યા. શામળભાઈ પણ નાહીને આવ્યા. અમે ત્રણે

જણાએ, જેલના નિયમ વિરુદ્ધ, એકઠા બેસીને પ્રાર્થના કરી. શામળભાઈએ

‘રામ ભજ તું પ્રાણિયા,
તારા દેહનું સારથ થશે,
તારી કંચનની કાયા થશે,
રામ ભજ તું પ્રાણિયા.’—

વાળું પરભાતિયું ગાયું.

પરભાતિયું પૂરું થતાં પોહ ફાટ્યો. પણ બહાર લઈ જવાને કોઈ આવ્યું નહિ. શામળભાઈએ કહ્યું, ‘હોજ આગળના તુળસીના છોડને તો તમે ભૂલી જ ગયા!’ હું શરમાયો. દોડતો જઈ તુલસીને ખાસો એક ડબો પાણી પાયું. એટલામાં એક વૉર્ડર આવ્યો અને એણે મને દરવાજે ચાલવા કહ્યું. સુપરિન્ટેન્ડન્ટ સાથે વિદાયના બે શબ્દ બોલીને હું જેલ બહાર પડ્યો. નીકળતાંવેંત મોઢામાંથી ઉદ્ગાર નીકળી ગયો:

क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।

# ટિપ્પણ

**આશ્રમ**: સત્યાગ્રહાશ્રમ. આજનો હરિજન આશ્રમ. એની સ્થાપના ઈ. સ. ૧૯૧૫માં કોચરબમાં ગાંધીજીએ કરી. ત્યાંથી ઈ. સ. ૧૯૧૭માં આશ્રમની હાલની ભૂમિ ઉપર આવ્યા. આશ્રમ-ભૂમિ પાસે જ પ્રાચીન કાળમાં દધીચિ મુનિનો આશ્રમ હતો.

સાબરમતી અને ચંદ્રભાગાના સંગમ આગળ દધીચિ ઋષિ તપ કરતા હતા. દાનવોને હાથે હારેલા દેવો પોતાનાં અસ્ત્રો એમના આશ્રમમાં મૂકી ભાગી ગયા. કોલાહલથી જાગી ઋષિ એ અસ્ત્રો મંત્રપૂત જળમાં પલાળી પી ગયા. થોડા સમય પછી દેવો ફરી અસ્ત્રો માગવા આવ્યા એટલે ઋષિએ કહ્યું: 'તે તો હું પી ગયો.' દેવોએ કહ્યું: 'ત્યારે દાનવોનો નાશ કરવા અમને તમારાં હાડકાં આપો.' એટલે ઋષિએ યોગસમાધિ દ્વારા બ્રહ્મલોકમાં પ્રયાણ કર્યું. ત્યાર પછી દેવોએ કામધેનુને બોલાવી. તેણે ઋષિનો દેહ ચાટવા માંડયો. ચાટતાં ચાટતાં કેવળ હાડકાં રહ્યાં તે લઈને દેવોએ તેમાંથી શસ્ત્રાસ્ત્રો બનાવ્યાં અને દાનવોનો પરાજય કર્યો. દધીચિ ઋષિએ જે સ્થળે દેહાર્પણ કર્યું હતું ત્યાં કામધેનુનું દૂધ ઝર્યું હતું, એટલે તે ઠેકાણે દૂધેશ્વર મહાદેવની સ્થાપના થઈ.

**દૂધેશ્વર**: અમદાવાદનું સ્મશાન. પદ્મપુરાણમાં એનો ઉલ્લેખ છે. ઉપરનું ટિપ્પણ જુઓ.

**શાહીબાગ**: મોગલ શહેનશાહ શાહજહાન શાહજાદા તરીકે જ્યારે અમદાવાદનો સૂબો હતો ત્યારે તેણે પોતાને રહેવા માટે સાબરમતી તીરે બંધાવેલો મહેલ અને તેની આસપાસનો બગીચો આજે તેની આજુબાજુનો આખો લત્તો એ નામે ઓળખાય છે જૂનો મહેલ આજે ઉત્તર વિભાગના કમિશનરનો બંગલો બન્યો છે

**એલિસબ્રિજ**: શહેરની પશ્ચિમે આવેલો ચૌદ ચાપોવાળો પ્રખ્યાત પુલ. પહેલાંનો ૨૩ ચાપોવાળો પુલ ૧૮૭૦માં ખુલ્લો મુકાયેલો અને તે વખતના ઉત્તર વિભાગના કમિશનર સર બેરો એલિસના નામ ઉપરથી એનું નામ એલિસબ્રિજ પડ્યું છે. ૧૮૭૫ની રેલમાં તે તણાઈ ગયેલો. ફરી બંધાવ્યો ૧૮૯૨માં.

**અમદાવાદનાં ભૂંગળાં**: અમદાવાદ કાપડ ઉદ્યોગનું મોટું મથક છે. ત્યાં કાપડની ૭૦ અને બીજી દશેક મળી કુલ એંસી મિલો આવેલી છે. રાક્ષસો પડ્યા પડ્યા ચિરૂટ તાણતા હોય એવાં એનાં ભૂંગળાં એ અમદાવાદના દૃશ્યની એક વિશેષતા છે.

**યુરોપિયન વૉર્ડ**: મૂળે યુરોપિયન કેદીઓને રાખવા માટે યોજેલો વિભાગ.

પા. ૨ **ક્ષપણક**: નાગો બાવો, બૌદ્ધ કે જૈન સાધુ. સંભારો—નગ્નક્ષપણકે દેશે રજકઃ કિં કરિષ્યતિ ।

**कथं प्रथममेव क्षपणकः**: એ વાક્ય કવિ વિશાખદત્તના मुद्राराक्षस નાટકમાં આવે છે. પ્રારંભમાં જ નાગો બાવો દેખાય એ અપશુકન મનાય છે.

પા. ૨ **દાબડે બાપા**: કર્ણાટકના એક વૃદ્ધ અસહકારી કાર્યકર્તા.

પા. ૩ **પ્રાવીણ્ય**: પ્રવીણતા: પ્રવીણ=કુશળ. મૂળ અર્થ વીણા વગાડવામાં પાવરધો. કુશળ=કુશ–દર્ભ વાઢવામાં પાવરધો.

સરખાવો: નવીન-નાવીન્ય, નવીનતા; પવિત્ર-પાવિત્ર્ય, પવિત્રતા. 'ય' પ્રત્યયવાળાં ભાવવાચક નામોનો વપરાશ મરાઠીમાં વિશેષ છે. કાકાસાહેબના લેખોમાં પણ એનો વપરાશ વધારે જોવામાં આવે છે.

પા. ૩ **જબરદસ્ત**: જબર=ઉપર, દસ્ત=હાથ, જેનો હાથ ઉપર હોય તે જબરદસ્ત; સત્તા ચલાવનાર. એ ઉપરથી જબરદસ્તી. એથી ઊલટો શબ્દ 'જેરદસ્ત'=હાથ નીચેના, દબાયલા.

પા. ૩ **સ્નેહપ્રયોગ**: સ્નેહ=તેલ; પ્રયોગ=વાપરવું તે.

પા. ૪ **ફાનસો**: ફાનસો લઈને ફરતા ચોકીદારો. આવી રીતે જ્યાં શબ્દ પોતાનો વાચ્યાર્થ સાચવીને બીજા અર્થનું સૂચન કરે છે

તેને ઉપાદાન લક્ષણા નામનો અલંકાર કહે છે. અંગ્રેજીમાં એને Metonymy કહે છે. સર૦ 'ઝાઝા હાથ રળિયામણા, ઝાઝાં મોં અદીઠ.'

પા. ૪ **અક્ષરધામ** : ચળે નહિ એવું ધામ, સ્વર્ગ.

જુદા જુદા સંપ્રદાયના લોકો સ્વર્ગ માટે જુદા જુદા શબ્દો વાપરે છે. વૈષ્ણવો ગોલોક અને વૈકુંઠ કહે છે. સ્વામીનારાયણ સંપ્રદાયના લોકો અક્ષરધામ કહે છે.

પા. ૪ **અલોપ** : અદૃશ્ય, ગેબ. સામાન્ય રીતે શબ્દની પહેલાં 'અ' ઉમેરવાથી નકારનો અર્થ આવે છે, પણ અહીં તેમ થયું નથી. સર૦ ઘોર,– અઘોર, કરાળ, – અકરાળ.

પા. ૫. **મંગોપાર્ક** : (૧૭૭૧-૧૮૦૬) પ્રખ્યાત સ્કૉટિશ પ્રવાસી. ૧૭૮૫માં આફ્રિકાની નાઈજર નદીનું મૂળ શોધવા ઊપડ્યો હતો. પ્રયાસ અધૂરો રહ્યો. ઇંગ્લંડ જઈ પરણ્યો. ડૉક્ટરનો ધંધો શરૂ કર્યો પણ ૧૮૦૫માં ફરી જૂનો જુસ્સો જાગ્રત થયો અને એ આફ્રિકા પહોંચ્યો. ત્યાં ઊંડાણમાં જતાં નાઈજર નદીમાં તણાઈ ગયો.

પા. ૫ **કોલંબસ** : (૧૪૩૫-૧૫૦૬) નવી દુનિયાને શોધી કાઢવાનું માન ખાટી જનાર વિશ્વવિખ્યાત પ્રવાસી. ૧૪૯૨ના ઑગસ્ટની ૩જીએ એણે 'સેંટા મૅરિયા' માં પોતાની ચિરસ્મરણીય સફર શરૂ કરી. નિરાશાની છેક અવધિ આવી ત્યારે ઑક્ટોબરની ૧૨મીએ એને જમીન દેખાઈ અને વિદ્રોહી સાથીઓ પણ શાંત પડ્યા. આ પછી તો એણે બીજી ત્રણ સફરો કરી અને મૅક્સિકોના અખાતમાં પણ બધે ફરી વળ્યો. એના મૃત્યુ પછી એનાં અસ્થિ પાંચ પાંચ જગ્યા ફરીને આખરે ૧૯૦૦ના અરસામાં સેવિલમાં કાયમ માટે ભંડારાયાં.

પા. ૬ **વિસૃષ્ટિ** : સૃષ્ટિ. આ વૈદિક શબ્દ છે evolution, બહાર ફેંકાવું તે, એ અર્થમાં વપરાય છે; દરમાંથી કીડીઓ બહાર ઊભરાય છે.

પા ૭ **દયાળજીભાઈ**: સૂરતના જાણીતા કાર્યકર્તા. દયાળજી-કલ્યાણજીની જોડી ગણાતી. દયાળજી નાનુભાઈ દેસાઈ—અનાવિલ વિદ્યાર્થી આશ્રમના તે વખતના વ્યવસ્થાપક, 'અનાવિલ સેવક' પત્રના તંત્રી. કલ્યાણજીભાઈ પાટીદાર આશ્રમના સંચાલક, 'પાટીદારબંધુ'

માસિકના તંત્રી. એ બે આશ્રમો સૂરતમાં પાસે પાસે આવેલા છે. તિલક સ્વરાજ્ય ફાળો ભેગો કરતી વખતે એ બંને સાથીઓએ પોતાની બધી મિલકત દેશને ચરણે ધરેલી.

પા. ૭ **જહેમત**: અરબી શબ્દ છે. તકલીફ, કષ્ટ. સામાન્ય રીતે 'જહેમત ઉઠાવવી' કહેવાય છે.

પા. ૮ **કેશવસુત**: આધુનિક યુગનો મરાઠી આદ્યકવિ દામલે. નીચેની લીટીઓ એની ભૃંગ નામની કવિતામાંથી લીધેલી છે.

પા. ૮ **कविच्या हृदयीं...दिसे**: કવિના હૃદયમાં પ્રકાશ અને અંધકાર બંને ભેગાં થાય છે. તે જ સ્થિતિ અહીં દેખાય છે. સૃષ્ટિ જ જાણે કવયિત્રી હોય એમ દીસે છે.

પા. ૯ **જન્મસિદ્ધ**: જન્મથી પ્રાપ્ત થયેલો. સંભારો લો૦ બા૦ તિલકનું સૂત્ર: 'સ્વરાજ્ય એ મારો જન્મસિદ્ધ હક છે.'

પા ૧૧. **સ્વામી**: સ્વામી આનંદાનંદ. કાકાસાહેબના પરમ મિત્ર અને સાથી. 'નવજીવન'ના તે વખતના વ્યવસ્થાપક. એમના જીવનપરિચય માટે જુઓ—'કાલેલકરના લેખો' ભા. ૧લો. પૃ ૯૪.

પા. ૧૧. **વાલજીભાઈ**: વાલજીભાઈ ગોવિંદજી દેસાઈ. અંગ્રેજી તથા સંસ્કૃતના અધ્યાપક. એક આશ્રમવાસી.

પા. ૧૧ **પ્રાણશંકર ભટ્ટ**: તે વખતની ઉમરેઠની રાષ્ટ્રીય શાળાના આચાર્ય.

પા. ૧૧ **ઓરતોની જગ્યા**: સ્ત્રી કેદીઓને રાખવાની જગ્યા.

પા. ૧૧ **ફાંસીખોલી**: ફાંસીની સજા થઈ હોય એવા માણસોને રાખવાની ખોલી. જેલમાં સારામાં સારી જગ્યા આ છે.

જે માણસ આ દુનિયા છોડી જવાનો છે, તે ભલે રહ્યાસહ્યા દિવસો જરા સુખમાં ગાળી જતો એવો કંઈક વિચાર કરીને આ વ્યવસ્થા કરી હશે? ફાંસી દેવાની જગ્યા પણ એ ખોલીની સામે જ છે.

પા. ૧૨ **કાબર કલહ**: કાબરો ભેગી મળીને જેમ ભારે ધુમરાણ ચાવી મૂકે છે, તેમ સ્ત્રીઓ પણ ભેગી થતાં કજિયો કરતી. ભારો—'ચાર મળે ચોટલા તો ભાંગે ઘરના ઓટલા.'

પણ આ કાબરો જ્યારે મોજમાં આવે છે, ત્યારે વિવિધ સ્વરો કાઢીને સુંદર સંગીત પણ સંભળાવે છે. આ ઓરતો પાસે એ મળવાની તો આશા જ નહોતી. એમને આવડતું પણ ન હોય અને આવડતું હોય તોયે જેલખાનામાં ગાવા ન દે.

પા. ૧૨ **હૃદયવિહીન** : હૃદય વિનાના—લાગણી વિનાના.

પા. ૧૩ **ધીરં૦ સંભારો** : भर्तृहरि—

लाङ्गूलचालनमधश्चरणावपातं भूमौ निपत्य वदनोदरदर्शनं च ।
श्वा पिण्डदस्य कुरुते गजपुङ्गवस्तु धीरं विलोकयति चाटुशतैश्च भुङ्क्ते ॥

પા. ૧૩ **નિષેધ** : ગુજરાતમાં એનો સામાન્ય અર્થ મના થાય છે. પણ મરાઠીમાં વિરોધ થાય છે. અહીં બંને અર્થ લેવા.

પા. ૧૩ **ઍંડ્રોક્લિઝનો સિંહ** : પોતાના પગનો કાંટો કાઢનાર ભાગેડુ ગુલામ ઍંડ્રોક્લિઝને મિત્ર બનાવનાર સિંહની વાત ખૂબ જાણીતી છે.

પા. ૧૫ **નફરતની નિગાહસે** : તિરસ્કારની નજરથી.

પા. ૧૫ **આ જ......ભાવ હોય છે** : વાંદરા સરકારનું નુકસાન કરે એટલે દુશ્મનનો દુશ્મન તે મિત્ર એ ન્યાયે ભાવ જાગે.

પા. ૧૬ **કાન** : कर्ण ઉપરથી, કાનની પેઠે પકડી શકાય એવો ભાગ. વાસણનો કાનો.

પા. ૧૭ **અગસ્ત્ય** : આર્યોની સંસ્કૃતિ દક્ષિણમાં ફેલાવવા માટે વિંધ્યને વીંધીને જનાર ઋષિ. આ અસાધારણ તપોબળવાળા ઋષિ મિત્રાવરુણના પુત્ર હતા. ઘડામાં જન્મ થયો હતો એ ઉપરથી એમનું નામ 'ઘટયોનિ' અથવા 'માન' પડ્યું હતું. વિંધ્યાચળ સૂર્યનો માર્ગ રોકવા ઊંચો વધ્યા કરતો હતો અને દક્ષિણ દેશને અંધકારમાં રાખતો હતો. અગસ્ત્યને જોઈ વિંધ્યે ઋષિને દંડવત્ પ્રણામ કર્યા. 'મારે દક્ષિણમાં જવું છે, હું પાછો આવું ત્યાં સુધી આમ આડો જ રહેજે' કહી એઓ દક્ષિણમાં ચાલ્યા ગયા. પાછા આવ્યા જ નહિ. આ ઉપરથી આપણામાં 'અગસ્ત્યના વાયદા'

એવી કહેવત થઈ પડી છે. દેવોની વિનંતીથી એમણે સાગરપાન કર્યું હતું. ઇલ્વલ અને વાતાપિ નામના બે દૈત્યોનો એમણે અંત આણ્યો હતો. આવા મોટા ઋષિ હોવા છતાં નહુષ રાજા એમની પાસે પોતાની પાલખી ઊંચકાવતો હતો. એક વાર એમને ધીમા ચાલતા જોઈ રાજાએ 'સર્પ' 'સર્પ' કહી એમને ઉતાવળ કરવાનું કહ્યું અને પોતાના પગ વડે વેગ આપ્યો. આથી ક્રોધે ભરાઈ એમણે રાજાને સર્પ બનાવી દીધો હતો. વિંધ્યગિરિનો મદ ઉતાર્યા પછી એમણે દક્ષિણ દેશમાં જઈ, ત્યાં વિદ્યા અને જ્ઞાનનો પ્રકાશ ફેલાવ્યો હતો. (વિષ્ણુપુરાણ, મહાભારત)

પા. ૧૭ **આઝાન :** અઝાન અરબી શબ્દ છે. ફારસી શબ્દ બાંગ છે. એ જ વધુ પ્રચલિત છે. મસ્જિદમાં નમાઝ પહેલાં, નમાઝનો વખત થયો છે અને નમાઝ પઢવા આવો એમ જણાવવા, જે શબ્દો મોટે અવાજે પુકારવામાં આવે તે. જુઓ કરીમ મહમદ માસ્તરની એ નામની કવિતા (કાવ્ય સમુચ્ચય ભા. ૧લો, પા. ૩જું).

પા. ૧૭ **પોર્ટબ્લેર :** જન્મદેશનિકાલની અને બીજી લાંબી સજા પામેલા કેદીઓને રાખવા માટે આંદામાન ટાપુમાં જે જેલખાનું છે, તે કાળાપાણીને નામે ઓળખાય છે. એ ટાપુનું મુખ્ય બંદર તે પોર્ટબ્લેર.

પા. ૧૮ **છોટા ચક્કર :** દરેક જેલમાં જે વિભાગો પાડેલા હોય છે તે ગોળાકારે હોય છે એટલે તેને ચક્કર કહે છે. સાબરમતી જેલમાં બે ચક્કર છે, નાનું અને મોટું.

પા. ૧૮ **અમૃત સંજીવની :** ખરો શબ્દ મૃતસંજીવની. મરેલાને જીવતા કરનાર ઔષધિ અથવા વિદ્યા. એ જ વિદ્યા શીખવા માટે કચ દાનવગુરુ શુક્રાચાર્યને ત્યાં દીર્ઘકાળ સુધી રહ્યો હતો.

પા. ૨૧ **ત્રિવિધ સ્વાગત :** Good turns often come by threes. 'ઇજા, બીજા, ત્રીજા' ન્યાયે ઘણી વાર સારીનરસી વસ્તુઓ ત્રણ ત્રણ ભેગી આવે છે. અહીં માંકડ અને વંદા આવ્યા પછી દેડગરોળી આવવી જ જોઈએ. એ કાવ્યસૃષ્ટિનો ન્યાય છે.

પા. ૨૨ **સમોવડિયા** : બરોબરિયા અથવા હરીફ. અહીં વિનોદમાં આ શબ્દ વાપરેલો છે. બન્ને અર્થ બંધ બેસે છે.

પા. ૨૨ **બરાક** : અનેક માણસોને ભેગાં પૂરવાની જગ્યા. અંગ્રેજી Barrack. 'બુરાક'.

પા. ૨૩ **બ્રોમાઈડની અસર** : એ દવા હૃદયને નબળું પાડે છે.

પા. ૨૩ **લાચાર** : અરબી ઉપસર્ગ 'લા'=નહિ, ચારહ=ઉપાય : નિરુપાય. 'નાચાર'માં 'ના' ફારસી છે.

પા. ૨૩ **બદમાશ** : બદ=ખરાબ+માશ=જીવતા રહેવાની વસ્તુ : ઉપરથી ખોટાં કૃત્ય કરીને પેટ ભરનાર, જીવનાર.

પા. ૨૩ **અશરાફ** : આરબી શરીફ=આબરૂવાળો. એનું બહુવચન અશરાફ. આપણે એ એકવચનમાં પણ વાપરીએ છીએ.

પા. ૨૫ **પીંપળો, તુળસી** : આ બંને પવિત્ર ગણાય છે. એની ઉત્પત્તિકથા પદ્મપુરાણમાં આ પ્રમાણે આપી છે : જલંધરની પત્ની કાલનેમિની કન્યાનું નામ વૃંદા હતું. તે મહાન સતી હતી. જલંધરે ઇન્દ્રને હરાવી અમરાપુરી કબજે કરી, એટલે ઇન્દ્ર શિવને શરણે ગયો. શિવે જલંધર સામે યુદ્ધ માંડયું. વૃંદાએ પતિરક્ષા માટે વિષ્ણુની પૂજા આરંભી. જ્યાં સુધી એની પૂજા ચાલુ રહે ત્યાં સુધી જલંધર મરે નહિ. આથી વિષ્ણુ જલંધર-વેશે વૃંદા સામે હાજર થયા. પતિને સાજાસમા યુદ્ધમાંથી પાછા આવતા જોઈ પતિનું સ્વાગત કરવા સતી પૂજા અધૂરી મેલી ઊઠી. ત્યાં યુદ્ધક્ષેત્રમાં જલંધરનું મૃત્યુ નીપજ્યું. વૃંદાને આ છળકપટની ખબર પડતાં તે વિષ્ણુને શાપ દેવા તૈયાર થઈ. સતીના શાપથી ગભરાઈને તેને એવું કહીને શાંત પાડી કે, 'તું પતિ સાથે સહગમન કર. તારી ભસ્મમાંથી તુલસી, ધાત્રી (આંબળાં), પલાશ (ખાખરો), અને પીંપળો એ ચાર વૃક્ષો ઉત્પન્ન થશે.' સતીએ સહગમન કર્યું અને આ રીતે આ વૃક્ષો ઉત્પન્ન થયાં.

પા. ૨૬ **રવિવારને દિવસે** : એ દિવસે કેદીઓને માંસ અને માંસ ન ખાનારને વધારે દાળ મળતાં.

પા. ૨૬ **કર્મકાંડી બ્રાહ્મણ** : બધી ધર્મક્રિયાઓ અને વિધિઓ ચુસ્ત રીતે આચરનાર બ્રાહ્મણ.

પા. ૨૮ **મત્કુણસત્ર** : માકણનો સંહાર. સત્ર=યજ્ઞ. સરખાવો સર્પસત્ર.

પા. ૩૦ **હુબ્બેવતન** : દેશપ્રેમ.

પા. ૩૦ **ભાષણવાળાઓ** : રાજ્યદ્વારી કેદીઓ ઘણે ભાગે ભાષણો કરવા માટે પકડાય છે, એટલે સામાન્ય કેદીઓ એમને આ નામે ઓળખે છે. પાછળથી 'ખિલાફતવાળાઓ' અને 'સવરાજ-વાળાઓ' પણ કહેવાતા હતા

પા. ૩૨ **૧૮૧૮નો કાયદો** : એની રૂએ માણસો ઉપર કામ ચલાવ્યા વિના જ તેમને સરકાર ધારે ત્યાં સુધી અટકમાં રાખી શકે છે. લાલા લાજપતરાય, ગાંધીજી, ખાન અબ્દુલ ગફારખાન, સુભાષ બોઝ વગેરે સામે એ કાયદો વપરાઈને જાણીતો થઈ ચૂકેલો છે.

પા. ૩૬ **સખણો** : સં. सुलक्षणकः=સારાં લક્ષણવાળો : ઉપરથી અડપલાં ન કરે એવો.

પા. ૩૬ **શિકાયત** : અરબી શબ્દ છે. ફરિયાદ.

પા. ૩૭ **શ્વેબ કુરેશી** : ગાંધીજીના કારાવાસ દરમ્યાન ૧૯૨૨માં 'યંગ ઇન્ડિયા'ના તંત્રી.

પા. ૩૮ **મયાસુર** : મય નામનો અસુર. એ દાનવોનો શિલ્પી હતો અને ઘણો કુશળ હતો. અર્જુને કરેલા ઉપકારના બદલામાં એણે પાંડવોને રાજસૂય યજ્ઞ વખતે સભામંડપ બાંધી આપ્યો હતો. તેમાં એણે એવી ખૂબી કરી હતી કે જ્યાં જળ હોય ત્યાં સ્થળ દેખાય અને સ્થળ હોય ત્યાં જળ દેખાય, જ્યાં દ્વાર હોય ત્યાં ભીંત દેખાય અને ભીંત હોય ત્યાં દ્વાર દેખાય. કેટલાક માને છે કે એ ચીન દેશનો હતો.

પા. ૩૯ **ચતુર કાગડો** : પંખીમાં કાગડો, પશુમાં શિયાળ અને માણસમાં ઢેડ ચતુર ગણાય છે. આજે આપણે એમને લુચ્ચાં કહીએ છીએ. અંગ્રેજીમાં Cunning કહે છે. એ Cunning શબ્દનો

મૂળ અર્થ 'ચતુર' એટલો જ હતો, પણ ચતુર પ્રાણીઓએ અને માણસોએ બીજાંને છેતરવા માંડયાં એટલે એનો અર્થ લુચ્ચું થઈ ગયો, અને શબ્દ પ્રશંસાને બદલે નિંદાવાચક ગણાવા લાગ્યો.

પા. ૩૯ **કાકાઓને**: 'કા કા' કરીને બૂમ પાડે છે માટે.

પા. ૪૧ **શામળભાઈ**: એક સમયના આર્યસમાજી કાર્યકર્તા. આજના ખેડા જિલ્લાના મહાસભાના સેવક.

પા. ૪૨ **ભૂયોદર્શન**: વારંવાર દર્શન.

પા. ૪૨ **વાલ્મીકિનો શાપ**: ચક્રવાકના જોડામાંથી એકના પ્રાણ લેનાર પારધિને વાલ્મીકિએ શાપ આપ્યો હતો:

मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौंचमिथुनादेकमवधीः काममोहितम् ॥

એ વાત જાણીતી છે.

પા. ૪૨ **જડભરત**: પૂર્વજન્મમાં એઓ ભરત નામે રાજા હતા. ઉત્તરાવસ્થામાં રાજપાટ પુત્રને સોંપી પોતે વાનપ્રસ્થ થઈ જંગલમાં રહેતા હતા. ત્યાં એક નમાયા હરણના બચ્ચાની માયા લાગી અને મરતી વખતે તેમાં વાસના રહી જવાથી બીજે જન્મે પશુયોનિમાં જન્મ્યા. તે જન્મ પૂરો કર્યા પછી આંગિરસ નામના બ્રાહ્મણને ત્યાં જન્મ લીધો. ફરી સંગદોષથી પશુયોનિ મળે એ બીકે કોઈ સાથે હળતામળતા નહિ. પિતાના મૃત્યુ પછી સાવકા ભાઈઓ ખૂબ પજવતા. એમને તેમણે ખેતરનું રખોપું સોંપ્યું. ત્યાંથી વૃષલ રાજા એમને દેવીને ભોગ આપવા ઉપાડી ગયો, પણ એમણે શબ્દોચ્ચારે ન કર્યો. આખરે દેવીએ એમને બચાવ્યા. એક વાર રહુગણ નામના રાજાએ એમની પાસે પોતાની પાલખી ઊંચકાવી. પાલખી ઊંચકીને ચાલતાં ચાલતાં કોઈ જીવજંતુ મરે નહિ માટે ખૂબ સંભાળીને ડગલાં મૂકતા. એમને આમ ચાલતા જોઈ રાજાએ ઠપકો આપ્યો; એ સાંભળી એમને વાચા ફૂટી. એમણે રાજાને ધર્મોપદેશ આપ્યો. રાજા એમને પગે પડયો. ત્યાર પછી થોડે કાળે એઓ મોક્ષ પામ્યા. કલાપીકૃત 'ભરત' વાંચો.

પા. ૪૪ **કાકદૃષ્ટિ :** કાગડો ખૂબ ચકોર ગણાય છે અને એની નજર પણ ચપળ ગણાય છે. દોષ શોધનારી દૃષ્ટિના અર્થમાં પણ એ શબ્દ વપરાય છે. અહીં પહેલો અર્થ જ લેવાનો છે.

પા. ૪૫ **અંગ્રેજો અને આરબોનું યુદ્ધ :** અસમાન પક્ષો વચ્ચેનું યુદ્ધ. ઈટલી અને ઍબિસીનિયા વચ્ચેનું યુદ્ધ આવું જ ગણાય.

પા. ૪૫ **રહીમ :** અરબી રહમ એટલે દયા ઉપરથી રહીમ એટલે દયા કરનાર, દયાવાન.

પા. ૪૫ **કહાર :** અરબી શબ્દ છે. કેર વર્તાવનાર, ક્રૂર.

પા. ૪૮ **નાથભાગવત :** મહારાષ્ટ્રના પ્રખ્યાત ચાર સંતમાંના એક શ્રી એકનાથે સંસ્કૃત ભાષાનો મોહ છોડી મરાઠીમાં ભાગવતના એકાદશ સ્કંધ ઉપર ટીકા લખી હતી. એમના એ અવિવેક માટે સજા કરવા કાશીના પંડિતોએ એમને ત્યાં બોલાવેલા, પણ એમની ભાષાનો પ્રસાદ અને સેવાભાવની સાત્ત્વિકતા જોઈ બધા મોહિત થઈ ગયા. અને કાશીના પંડિતોના કહેવાથી જ — આગ્રહથી જ — એકનાથે કાશીમાં રહીને પોતાની ટીકા પૂરી કરી. એ ગ્રંથને નાથભાગવત કહે છે. મરાઠીમાં જ્ઞાનેશ્વરી જેટલી જ એ ગ્રંથની મહત્તા ગણાય છે. એકનાથ અંત્યજોદ્ધારક તરીકે પણ પ્રસિદ્ધ છે. એમનું જીવન જાણી લેજો.

પા. ૫૧ **ઘેર એટલે ક્યાં ?** આ પ્રશ્નનું ઔચિત્ય સમજાય છે? સંભારો — पश्य वानरमूर्खेण सुगृही निर्गृही कृता ।

પા. ૫૧ **લંકાલીલા :** લંકામાં હનુમાને કરેલું તોફાન; લંકાકાંડ.

પા. ૫૨ **આપણા મહાવિદ્યાલયમાં :** ગૂજરાત મહાવિદ્યાલયમાં.

પા. ૫૪ **વરસાદ...મહેકવા લાગી :** પ્રથમ વરસાદથી ગરમ જમીનની માટી મહેકે છે. સંભારો લોકગીત —

નદી રે સરોવર સુકાઈ ગયાં રે
ગાવલડી દીયે રે શરાપ;
નાબ્યો ધરતીનો ધણી મેવલો રે.

*

નદી રે સરોવર છલી વળ્યાં રે
ગાવલડી દીયે રે આશિષ;
આવ્યો માયાળુ મેવલો રે. . . .

બાળલોકગીત સંગ્રહ ભા. ૧લો, પા. ૫૮.

પા. ૫૫ **હંપી** : ઈ. સ. ૧૩૪૬ માં સ્થપાયલા કન્યાકુમારીથી કૃષ્ણા સુધી વિસ્તરેલા વિજયનગરના વિખ્યાત હિંદુસામ્રાજ્યની રાજધાની. વિજયનગરના અવશેષ તરીકે આજે આ હંપી ગામડું જ રહ્યું છે. એ બેલ્લારી જિલ્લામાં આવેલું છે. વિરૂપાક્ષનું મંદિર આદિ ત્યાંનાં નવ માઈલ પથરાયેલાં ખંડેર આજે પણ પ્રાચીન સ્થાપત્યની ઝાંખી કરાવે છે. સવાબસો વર્ષ સુધી મુસલમાનોના હુમલા સામે સફળ ટક્કર ઝીલી એ સામ્રાજ્ય ઈ. સ. ૧૫૬૫ માં પડ્યું. એનો વિગતવાર ઇતિહાસ 'A Forgotten Empire' નામના પુસ્તકમાં આપેલો છે.

પા. ૫૭ **સ્પિરિટ ક્લૉરોફૉર્મ** : આ દવા ગળી હોય છે. સળેખમ કે ઉધરસ થઈ હોય ત્યારે અપાય છે. બીજી દવા સાથે પણ ભેળવાય છે.

પા. ૫૮ **જેર કરવા** : નીચા પાડવા ઉપરથી હરાવવા. સર૦ જેરદસ્ત=હાથ નીચેના, દબાયલા.

પા. ૫૯ **જર્મન ઈલાજ** : ૧૯૧૪માં શરૂ થયેલા યુરોપીય મહાયુદ્ધમાં જર્મનોએ ખૂબ આકરા ઉપાયો યોજ્યા હતા એ ઉપરથી આકરા—ક્રૂર.

પા. ૬૨ **ઇન્દ્રગોપ** : ઇન્દ્ર જેનું રક્ષણ કરે છે એવું.

પા. ૬૩ **स्ववीर्यगुप्ता हि मनोः प्रसूतिः** મનુનાં સંતાનો પોતાના જ વીર્યથી, પરાક્રમથી રક્ષાયેલાં છે રઘુવંશ-૨-૪.

પા. ૬૬ **लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः** લલાટે લખેલા લેખ કોણ ટાળી શકે ? આખો શ્લોક આ પ્રમાણે છે :

स हि गगनविहारी कल्मषध्वंसकारी
दशशतकरधारी ज्योतिषां मध्यचारी ।
विधुरपि विधियोगाद्ग्रस्यते राहुणासौ
लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः ॥

પા. ૬૬ **નક્ષત્રું** : ક્ષેત્રમાં ઊગતાં ઘાસ વનસ્પતિ એ જ જાણે ક્ષત્રિય. પરશુરામે પૃથ્વી ઉપરથી ક્ષત્રિયોનો એકવીસ વાર નાશ કર્યો હતો, એ સંભારી આ લખ્યું છે.

પા. ૬૭ **કાર્તવીર્ય** : હૈહય વંશના રાજા કૃતવીર્યનો પુત્ર અર્જુન કાર્તવીર્યને નામે પ્રસિદ્ધ હતો. દત્તાત્રેયની આરાધના કરી પૃથ્વીનું સામ્રાજ્ય અને હજાર બાહુ પામ્યો હતો. એક વાર એ પરશુરામના પિતા જામદગ્નિને આશ્રમે ગયો. ત્યાં ઋષિપત્નીએ એનું યથોચિત સ્વાગત કર્યું. પણ જતી વખતે એ બળજબરીથી હોમધેનુનો વાછડો લઈ ગયો. આ વાંક માટે પરશુરામે એના હજાર હાથો કાપી નાખ્યા અને એના પ્રાણ લીધા.

પા. ૭૦ **ઇન્દુલાલ યાજ્ઞિક** : ગુજરાતના શિક્ષણપ્રેમી સેવક; જૂના 'નવજીવન'ના સંસ્થાપક.

પા. ૭૧ **વિવાસન** : દેશવટો.

પા. ૭૨. **આરોહઅવરોહવાળા** : ઊંચાનીચા. આરોહણ: ચડવું તે. અવરોહણ: ઊતરવું તે. સર૦ અશ્વારોહણ, સ્વર્ગારોહણ.

પા. ૭૨ **રોમૅન્ટિક** : અદ્ભુત અને સાહસપૂર્ણ. યુરોપિયન વિવેચકોએ સાહિત્યના બે વિભાગ પાડેલા છે, 'ક્લાસિકલ' (Classical) અને રોમૅન્ટિક (Romantic): પ્રાચીન ગ્રીક અને લૅટિન સાહિત્ય 'ક્લાસિકલ' ગણાય છે. મધ્યયુગની સ્રીદાક્ષિણ્ય અને પ્રેમશૌર્યભરી કથાઓ 'રોમૅન્ટિક' લેખાય છે.

પા. ૭૨ **અનાત્મવાદી** : આત્માને ન માનનાર, જડવાદી

પા. ૭૩ **ગંધર્વગાયન** : ગંધર્વો દેવોના ગવૈયા ગણાય છે. એ ઉપરથી એમના ગાયન જેવું મીઠું ગાયન.

પા. ૭૪ **દયાભાજન** : દયાપાત્ર; ભાજન : પાત્ર; સર૦ સ્નેહ-ભાજન.

પા. ૭૭ **જાપાની સિપાઈની પેઠે** : રશિયા સાથેના જાપાનના યુદ્ધમાં કદાવર કોઝેક આગળ ઠીંગણા પણ બાહોશ જાપાનીઓ શોભતા તેમ.

પા. ૭૭ **સ્પૅનિશ આર્મેડા** : ઈ.સ. ૧૫૮૮માં સ્પેનના રાજા બીજા ફિલિપે પ્રોટેસ્ટંટ ઇગ્લંડને સીધું કરવા ખડું કરેલું નૌકાસૈન્ય. એના વિશાળ વહાણોની મંદગતિને લીધે અંગ્રેજોનાં નાનાં વહાણોએ પોતાની ચપળતાથી એને ખાખાવીખી કરી નાખ્યું હતું. 'આર્મેડા' શબ્દ સ્પેનિશ ભાષાનો છે, અને એનો અર્થ 'હથિયારબંધ લશ્કર' એટલો જ થાય છે.

પા. ૭૭ **મોગલ ફોજ** : ભારે રસાલા સાથે કૂચ કરતી હોઈ મોગલોની વિશાળ સેના ઝટ ઝટ સ્થળાંતર કરી શકતી નહોતી.

પા. ૭૭ **મરાઠા બારગીર** : પોતાની માલિકીનો ઘોડો રાખનાર મરાઠા ઘોડેસવાર સૈનિક. મોરચા ન માંડતાં દુશ્મનો ઉપર ઓચિંતા છાપા મારવાની એ લોકોની યુદ્ધરીતિ જાણીતી છે.

પા. ૭૮ **ટ્રોજન યુદ્ધ** : ટ્રૉય નામની નગરીનો રાજકુમાર પૅરિસ, ગ્રીસ દેશમાં આવેલા સ્પાર્ટાના રાજા મેનેલોસને ત્યાં મહેમાન તરીકે ગયેલો. પોતાના મેજબાનની રૂપવતી સ્ત્રી હેલેનનું તેણે હરણ કર્યું. આ વિશ્વાસઘાતનું વેર લેવા માટે મેનેલોસે બધા ગ્રીક સરદારોને ઉશ્કેર્યા. તેઓએ પોતપોતાના સૈન્ય સાથે ટ્રૉય ઉપર ચડાઈ કરી અને ટ્રૉય નગરને ઘેરો ઘાલ્યો. ઘેરો દસ વરસ ચાલ્યો. એ દસ વરસના ગાળામાં કોઈવાર ગ્રીકોનો વિજય થાય તો કોઈવાર ટ્રૉજનોનો એમ ચાલ્યું. છેવટે ગ્રીક લોકોને લાગ્યું કે ધર્મયુદ્ધથી તો ટ્રૉય શહેર લઈ શકાશે નહિ, એટલે તેમણે છળનો આશ્રય લીધો. ટ્રૉજનો તેમાં ફસાયા, ટ્રૉય શહેર પડયું. તેને બાળી ભસ્મસાત કરી હેલેનને છોડાવી ગ્રીક લોકો પાછા ફર્યા.

ટ્રોયના ઘેરાના દસમા વર્ષના પ્રસંગો લઈને ગ્રીસ દેશના મહાકવિ અંધ હોમરે ઇલિયડ નામનું મહાકાવ્ય રચ્યું છે. તેમાંના ઘણા પ્રસંગો આપણા રામાયણને મળતા આવે છે. કેટલાક વિદ્વાનો માને છે કે ટ્રોજનયુદ્ધની ઘટના બનેલી જ નહિ, એ માત્ર કવિની કલ્પના છે. નર્મગદ્યમાં ઇલિયડનો સાર વાંચવા મળે છે.

પા. ૭૮ **એકિલીસ** : ઇલિયડ કાવ્યનો એક ઉદાત્ત નાયક. તે ભારે શૂરવીર હતો. પૅરિસના ભાઈ અને ટ્રોજનોના જબરા સેનાપતિ હેકટરનો વધ તેણે કરેલો.

પા. ૭૮ **નેસ્ટર** : ટ્રોય ઉપર ચડાઈ કરનારા ગ્રીક સરદારોમાંનો એક. તે વયમાં તેમ જ અનુભવમાં સૌથી વૃદ્ધ અને ડાહ્યો હતો.

પા. ૭૮ **યુલિસિસ** : ઇલિયડ કાવ્યનાં મુખ્ય પાત્રોમાંનો એક. ટ્રોય ઉપર ચડાઈ લઈ જવાની તે બહુ જ વિરુદ્ધ હતો અને તેથી ગાંડા થઈ જવાનો તેણે ઢોંગ કરેલો. હોમરે તેને ભારે યુક્તિબાજ અને કપટકળામાં પ્રવીણ ચીતર્યો છે. તેની જ યુક્તિથી ટ્રોજનો ફસાયેલા.

હોમર કવિનું બીજું એક મહાકાવ્ય ઓડીસી નામનું છે. તેનો એ મુખ્ય નાયક છે. આ કાવ્યમાં ટ્રોયથી પાછા ફરતાં યુલિસિસનું વહાણ ભાંગતાં તેણે કરેલાં સાહસો અને પરાક્રમોનું વર્ણન છે. તેનું ધનુષ્ય એટલું ભારે હતું કે બીજા કોઈથી ઉપાડી શકાતું નહિ.

પા. ૭૮ **સિવિલ સર્વિસના નોકરોની પેઠે** : એ લોકોમાં સંપ ઘણો જ છે અને તેથી ગવર્નરો અને વાઇસરૉયોનું પણ એમની આગળ ઘણી વાર કંઈ ચાલતું નથી.

પા. ૭૯ **ક્રૂઝર** : ડચ ભાષાના શબ્દ 'ક્રુઝન'=ઓળંગવું ઉપરથી આ શબ્દ બનેલો છે. મૂળમાં તો હલકાં નાનાં ઝડપી વહાણોને માટે આ શબ્દ વપરાતો. પછીથી એમાં સુધારાવધારા થતાં થતાં એ આખરે ઝડપી પણ બખ્તરવાળું લડાયક વહાણ બન્યું.

પા. ૭૯ **ડ્રેડનોટ** : બેડર જહાજ. Dread અને Naught એ બે શબ્દો ભેગા કરી આ નામ પાડેલું છે. એનો અર્થ કશાથી

ન ડરનાર — અકુતોભય થાય છે. આ જાતનાં જંગી-લડાયક વહાણ પહેલવહેલાં બ્રિટને ૧૯૦૬માં બાંધ્યાં. પછી આખા યુરોપે એને અપનાવ્યાં અને તેમાં જાતજાતના સુધારાવધારા થયા જ કરે છે.

પા. ૭૯ **અર્જુન અને જયદ્રથ**: મહાભારતના યુદ્ધમાં અર્જુને સૂર્યાસ્ત પહેલાં જયદ્રથનો વધ અથવા આત્મહત્યા કરવાની પ્રતિજ્ઞા લીધી હતી તે પ્રસંગ જાણીતો છે.

પા. ૮૧ **અપ્રમત્ત**: સાવધ. પ્રમત્ત = ગાફેલ. અપ્રમાદની પ્રશસ્તિ ધમ્મપદના બીજા એટલે અપ્રમાદ વર્ગમાં કરેલી છે.

પા. ૮૧ **નવાલો**: કોળિયો.

પા. ૮૧ **अन्यै . . . पोषयन्ति**: કોયલ બીજાં પંખીઓથી પોષાય છે. એ શ્લોક આખો આ પ્રમાણે છે:

स्त्रीणामशिक्षितपटुत्वममानुषीषु
संदृश्यते किमुत याः प्रतिबोधवत्यः ।
प्रागन्तरिक्षगगनात्स्वमपत्यजात—
मन्यैर्द्विजैः परभृताः खलु पोषयन्ति ॥

अभिज्ञानशाकुंतल, ५–२२

પા. ૮૨ **यत्न . . . दोष**: યત્ન કર્યાં છતાં સિદ્ધિ ન મળે તેમાં દોષ શો? એ શ્લોક આખો આ પ્રમાણે છે:

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः
दैवेन देयमिति कापुरुषा वदन्ति ।
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥

**વૈશ્વદેવ**: રોજ પૂજા પછી પણ જમતાં પહેલાં દેવોને અપાતો બલિ.

પા. ૮૬ **अहो बत . . . वयम्**: ગીતા, ૧-૪૫. 'અહો કેવું મહાપાપ આદર્યું કરવા અમે'.

પા. ૮૮ **લાળી**: એક સામટી બૂમ. આપણે કાગડાઓની 'લાળી' કહીએ છીએ ? 'લાળી' તો શિયાળવાંની કહેવાય.

પા. ૮૯ **યક્ષનો પ્રાસાદ**: મહાકવિ કાલિદાસના પ્રસિદ્ધ કાવ્ય મેઘદૂતના ઉત્તરમેઘમાં યક્ષના મહેલનું વર્ણન નીચેના પાંચ શ્લોકોમાં કરેલું છે :

ત્યાં હર્મ્યેથી ધનપતિતણા, ઉત્તરે ધામ મારું,
દ્વારે ઊંચી સુરધનુસમી છે કમાને સુહાતું;
જેની પાસે સુતસમ ગણી વા'લીએ છે ઉછેર્યો,
ગુચ્છે ઝૂકી કર અડકતો દેવ મંદાર નાનો.

ત્યાં છે વાપી, મરકત તણા શોભતી શ્યામ ઘાટે,
જેમાં ડોલે ખીલી કનકનાં પદ્મ વૈડૂર્ય નાળે;
હંસો એના જલ પર સદા હર્ખ પામી વસે છે,
વર્ષામાંયે નથી ઊડી જતા, માન છે પાસ તોયે.

બાંધ્યો તેના તટ પર, રચી શિખરો ઈન્દ્રનીલે—
ક્રીડા માટે ગિરિ, કનકની રોપીને કેળ હારે;
વિદ્યુત્ સોતો નિરખી તુજને, સાંભરી આજ આવ્યે—
વા'લીનો એ પ્રિયગિરિ મને, હર્ષ ને ખેદ થાયે.

ઘેરેલા ત્યાં કુરવક વડે માધવી મંડપો છે,
પાસે રૂડો બકુલ, ઝૂલતાં રક્તપત્રો અશોકે;
ઇચ્છે પ્હેલો વદન-મદિરા, દોહદો પૂરવાને,
બીજો ડાબો ચરણ સખીનો, યાચતો મારી પેઠે.

કુંભીમાંહી નીલમણિ-જડી લીલુડા વાંસ જેવા,
સોના સ્તંભે, સ્ફટિકનું ઘડી, મૂક્યું છે પાંજરું જ્યાં—
વા'લી કેરાં વલયરણકે, તાલથી નાચી નાચી,
બેસે છે જે દિવસ વીતતાં, મિત્ર તારો કલાપી.

—કીલાભાઈના અનુવાદમાંથી.

પા. ૯૧ **પઢત મૂર્ખ** : ભણેલો પણ ગણેલો નહિ. મરાઠી શબ્દ છે. દાસબોધમાં પઢત મૂર્ખોનું વર્ણન છે.

પા. ૯૧ **विघ्नैः . . . परित्यजन्ति:** મુશ્કેલીઓ વારંવાર પાછા પાડતી હોય, છતાં ઉત્તમ પુરુષો આરંભેલું કાર્ય પડતું મેલતા નથી. એ શ્લોક આખો આ પ્રમાણે છે:

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः
प्रारब्धमुत्तमजनाः न परित्यजन्ति ॥

પા. ૯૧ **દંપત્યર્થ** : પુરુષ પ્રયત્ન કરે એને પુરુષાર્થ કહીએ છીએ. અહીં પતિપત્ની (સ્ત્રી, પુરુષ) બંને — દંપતી પ્રયત્ન કરતાં હતાં એટલે દંપત્યર્થ. ભાષામાં આવો શબ્દ રૂઢ નથી. આ સ્થાન પૂરતો જ વિનોદમાં બનાવેલો છે.

પા. ૯૨ **પ્રાક્તન** : પૂર્વજન્મનું ઉપરથી પ્રારબ્ધ, નસીબ.

પા. ૯૩ **કમબખ્ત** : ફારસી શબ્દ છે. કમ: ઓછું, હીણું; બખ્ત: ભાગ્ય. એ ઉપરથી દુર્ભાગી, કમનસીબ. એથી ઊલટું ખુશનસીબ, સૌભાગ્યશાળી, નસીબદાર.

પા. ૯૫ **૧૨૪ મી કલમ** : રાજદ્રોહના ગુનાને લગતી હિંદુસ્તાની ફોજદારી કાયદાની કલમ. લો. મા. તિલક, ગાંધીજી અને હવે તો અનેક આગેવાનો સામે એની રૂએ કામ ચાલ્યું છે.

પા. ૯૫ **૧૫૩મી કલમ** : દંગો કરવાના ઇરાદાથી ઉશ્કેરણી કરવાના ગુનાને લગતી ફોજદારી કાયદાની કલમ. કલમ ૧૫૩ અ ભિન્ન ભિન્ન કોમો વચ્ચે દ્વેષની લાગણી ફેલાવવાના ગુનાને લગતી છે. રાજદ્વારી ચળવળ કરનાર ઉપર ઘણી વાર આ કલમની રૂએ કામ ચલાવવામાં આવે છે.

**રાણીપ અને કાળી** : સાબરમતી અને એલિસબ્રિજ વચ્ચે આવતાં એ ગામો છે. કાળીમાં રેલવેના રસ્તા ઉપર જ એક જૂન

સમયનું બાંધકામ છે. તેનો ઘાટ વિદ્યાપીઠના વિશાળ મકાન જેવો જ છે. એમાં શિવાજીએ પોતાના ઘોડા બાંધ્યા હતા એવું લોકો કહે છે. આઝમખાં ઉદાઈએ બંધાવેલો ખલીલાબાદનો કિલ્લો તે જ આ, એવું કેટલાક માને છે.

પા. ૯૯ **અનુનય** : મનાવવું તે, મનામણાં.

પા. ૯૯ **કાર્થેજ–રોમ** : ફિનીશિયનોએ ઈ સ. પૂર્વે ૮૫૦ના અરસામાં કાર્થેજની સ્થાપના કરી. એ લોકોનો વેપાર અને સામ્રાજ્ય વધતાં રોમનો સાથે એમને અથડામણમાં આવવું પડ્યું. ત્રણ ત્રણ મહાન યુદ્ધો ખેલાયાં. હેમિલકર અને હેનિબાલ જેવા વીરો કામ આવી ગયા અને આખરે ઈ. સ. પૂ. ૧૪૬માં એ શહેર પાયમાલ થયું. આ યુદ્ધોમાં રોમન લોકોનાં નૌકાસૈન્યે ખૂબ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો.

પા. ૯૯ **ઈરાન–ગ્રીસ** : ઈ. સ. પૂર્વે પાંચમા સૈકામાં ઈરાન અને ગ્રીસ વચ્ચે મહાન યુદ્ધ થયાં હતાં. ૪૮૦માં દારા (દરાયસ)નો પુત્ર (ઝરસીસ) અપૂર્વ જંગી કાફલો અને સૈન્ય લઈને ચડી આવ્યો. થર્મોપિલીનું વિશ્વવિખ્યાત યુદ્ધ આ પ્રસંગે જ લડાયું હતું. આખરે વાવાઝોડાને લીધે ઈરાની વહાણો ભચડાઈને ભાંગી ગયાં, કેટલાંક બચ્યાં તેને ગ્રીકોએ હરાવ્યાં અને થોડાં ભાગી જતાં હતાં તે સફર દરમ્યાન નાશ પામ્યાં. ઝરસીસે ઠેઠ ઍથેન્સનો કબજો લીધો હતો. તેને પણ પાછા હઠવું પડ્યું. આમ આ વખતે ઈરાનીઓની પૂરેપૂરી હાર થઈ.

પા. ૧૦૧ **ક્ષેત્રપાલ** : ક્ષેત્ર–ખેતર, field; પાલ–રક્ષણ કરનાર; a fielder.

પા ૧૦૭ **દિન ગણંતાં માસ ગયા** : મૂળ લીટી આ ચોપડીમાં જાણી જોઈને ઊલટાવી છે. માસ ગણતા દિન બાકી રહ્યા અને છૂટી જવાનો દિવસ નજીક આવ્યો. એ દૂહો આખો આ પ્રમાણે છે :

દિ'ન ગણું'તા માસ થયા, વરસે આંતરિયાં;
સૂરત ભૂલી સાયબા! નામે વિસરિયાં.

દિન વીત્યા ગણતાં ગણતાં માસ વીત્યા, પછી તો વરસોનાંયે અંતર પડ્યાં, ધીમે ધીમે મુખછબિ પણ અંતરની આંખ આગળથી ઝાંખી પડતી ચાલી અને—અરે! અરે! અંતે તો નામ પણ યાદ કરતાં કરતાં મહેનત પડવા લાગી!

—Yes and yet
Time is the greatest Healer
The greatest Comforter
The greatest Benefactor
The Kindliest Friend
The great School-Master of Humankind!

પા. ૧૦૯ **क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति** – ગીતા ૯–૨૧: પુણ્ય ખૂટી જતાં મૃત્યુલોકમાં જાય છે.